૫૩૩૭

# મુબઈના છેલ્લાં હુલ્લડના ગરબા.

રચીને પ્રસિદ્ધ કરનાર

કવિ ગિર્ધરલાલ હરકિસનદાસ.

સુરત.



સુરત "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ.

સંવત ૧૯૪૯.  સન ૧૮૯૩.

કીમત બે આના.

કંચનમેં રત્ન ઘન, ઘટામેં બિદ્યુત જેસ;
રૂપવારી નારી સીલધારી સુખકારી હે;
દાતા ધનયુક્ત પુની સત્તા સમદ્રષ્ટી જેસે;
નાતા નેહ સાથ ખુબી, યાકી કછુ ન્યારી હે;
શક્તિ શીવસંન્નિધ જયોં, જતી ગિરિ કંદ્રામે,
દંતી રાજ દ્વાર કર, સૂરકે કટારી હે;
કહે ગીરધારીલાલ, ધ્યાન રમાપતી જેસે;
રસજ્ઞ કર કવિતા રંભા સ્વર્ગવારી હે.—૧

## ૨.

પુસ્તક પામર કર, ચતુરા ગમાર જેસે,
સંબકરન ઉપર, કંચન અંબારી હે;
દોલત બખીલ કર, બંદર પોશાગ જેસે,
બ્હેરે બેખૂજ આગે, સરસ રાગ દારી હે;
ન્યાય નલાયક કર, રતન કુંભાર જેસે,
કલમ અનાડી કર, અજાનસેં યારી હે;
કહે ગીરધારીલાલ, દાનજું કુપાત્ર કર,
તેસે અરસીક આગે, કવિતા બિચારી હે—૨

# મુંબઈના છેલ્લાં હુલ્લડના ગરબા.



## પરમેશ્વરની સ્તુતી.

### હરીગીત છંદ.

શેષ ઉપર સયન વળી સિંધુસુતા જેને વરી
હરવા તણો જે હામ જેની દ્રષ્ટી છે કરૂણા ભરી,
ઘનશામ તનને ચિન્હઆ વનમાળ શુભ જેણે ધરી
કૌસ્તુભમણીયુતહાર શોભે કોટિ રવિ ક્રાંતી હરી—૧
નવ રત્ન મય સિર મુકુટ ઝળકે મુખ મધુર હસવું દિસે
મુની યક્ષ કિંનર સુરાસુર સૌ પ્રભુપદ ધરતા શીસે,
ભુજ એક મધ્યે કમળ જેમાં પ્રબળ મુરતી પેખિયે
શંખ બીજા કર વિષે ધરી ગદા ત્રીજે દેખીયે—૨
કર ચતુર્થ ચક્ર સુદરશનેયુત નારદ મુની એક પાસ છે
તુંબરૂ ઋષી ગુણ ગાય વળી જ્યાં ગરૂડ પ્રભુના દાસ છે
ચર્ણ સેવે લક્ષ્મી એવા દયાના સાગર હરી
શ્રીકૃષ્ન વિષ્નુ ઇષ્ટની કવિ ગિરધરે સ્તુતી કરી—૩

---

## સાખીની ગરબી પેહેલી.

મુંબાઈ બંદર માંય, હુલ્લડ મહાભારત જાગ્યું.

કહેશતે દિલ ગભરાય, લોક જીવ લઇને ભાગ્યું. ટેક.

**સાખી.**

મુંઘવાતો હોએ દેવતા, ગંજી ઘાસનિ માંય,
તેમ મુસલમાનો વિષે, ક્રોધનું રૂપ ધરાય હુલ્લડ. ૧
સઉ પેહેલી રંગુનમાં, મુસલમાનોએ ધૂમ,
મચાવી જબરી પછી સુણી, આઝમગઢની બૂમ. હુલ્લડ. ૨
નિરદોષ અને સુખદાઇ જે, ગૌમાતા કેવાય,
તેને માડી મારવા, હીંદુથી કેમ જોવાય. હુલ્લડ. ૩
અદલ રાજ આંગરેજીમાં, મુસલમાનોને બંધ,
કરતાં એવા પાપથી, સરકાર શું કર્યું ધંધ. હુલ્લડ. ૪
ત્યાંથી ભૂત તે દોડિયું, આવ્યું પટણ પ્રભાસ,
તાબુતના તેવારમાં, કીધો હીંદુ મંદિરનો નાશ. હુલ્લડ. ૫
ઝનુની કોમ ઇસલામીએ, વિના કારણે વેર,
લીધું લૂટી મારીને, હિંદુઓને ભુંડી પેર. હુલ્લડ. ૬
મહાદેવ દેરાં વિષે, ઘુસ્યા ભાંગી દ્વાર,
અભડાવીને દેવને, હિંદુઓને માર્યા ઠાર. હુલ્લડ. ૭
બેઠક વલ્લભાચાર્યની, તેમાં કર્યો પ્રવેશ,
નાણું લૂટી અપવિત્રતા, કીધી તેથી થાય કલેશ. હુલ્લડ. ૮
કાળો કહેર વરતાવિઓ, મુસલમાને એ રીત,
વાત સુણી સઉ દેશમાં, દુખ્યાં સજ્જનના ચીત. હુલ્લડ. ૯
કાઠીયાવાડ ગુજરાતમાં, આ સમયે છે શ્રેષ્ઠ;
મુંબાઇ જ્યાંના માનવી, સમરથ પોંચાડે ઠેઠ. હુલ્લડ. ૧૦

મ્હાજન મળ્યું મુંબાઇમાં, પ્રભાસ અસુર ઉન્માદ,
ઉત્તરાણું કરી પોંચવા, સરકારથી ખરી દાદ. ફુલ્લડ. ૧૧
ને ચરચા ઇસલામીમાં, થતાં અદેખાઇ પુર,
આવી તેથી ચેતિઆ, સેઠિઆ સરકાર ફિર. ફુલ્લડ. ૧૨

---

## ગરબી બીજી.

( ઓધવજીના સંદેશાની રાહ. )

મુંબાઇમાં પંકાતા મોટા સેઠિયા,
ખીમજીના સુત રૂડા લક્ષ્મીદાસજો,
ધર્મની હાની પ્રભાસ મધ્યે સાંભળી,
સહાય કરવા સભા ભરીને ખાસજો. મુંબાઇના. ૧
રૂપીઆ સહસ્ત્ર વીસેક કીધા એકઠા,
ન્યાય મેળવવા કોરટથી નિરધારજો,
ઇસલામીએ લીધો રસતો ઉલટો,
હિંદુઓને પમાડવાને હારજો. મુંબઇના. ૨
અભણ તેથી ઉન્મત આવ્યા જોશમાં,
બકવા લાગ્યા મોટી ખોટી વાતજો,
લક્ષ્મીદાસે જાણ કર્યું સરકારમા,
મુસલમાનો મુંબઇમાં કરસે ઘાતજો. મુંબઇના. ૩
અમલદાર સરકારીએ અચ્છિ રિતે,
બંદોબસ્ત રાખ્યો સઘળે ઠામજો;
પુનેથી પણ પલટનને આવવાતણી,

ગોઠવણી કીધી રાખીને હામજો. મુબઇના. ૪
સંવત ઓગણીસોને ઓગણપચાસના,
અષાડ ફેરી જાણો જેઠ અમાસજો,
સુકરવારે મળ્યાને મુસલામીઓ,
જુમ્મા મસીદ મધ્યે મળીઆ ખાસજો. મુબઇના. ૫
હમેશ કરતા મેળાવડો તે દીનનો,
મોટો તેમજ ખાર ભરેલો જાણજો,
દીન જગાવવા હણવાને વળી લુટવા,
ખાનું સોધી કાઢયું ખોટું માનજો. મુબઇના. ૬
જુમ્મા મસીદ પાસે ગલીહનમાનમાં,
હનુમાનજીનું દેરૂં છે નિરધારજો,
હિંદુઓ ત્યાં કરતા દેવની આરતી,
નોબત તેમજ ઘંટ વગાડી સારજો. મુબઇના. ૭
એટલે મુસલામીઓ આવ્યા ધાઇને,
મસીદમાંથી કરતા બહુ પોકારજો,
નિમાજમાં અમને તો ખલેલ થાયછે,
બંધ કરો નોબત ઘંટા આ વારજો. મુબઇના. ૮
ધર્મ સઉને વાલો નિજનો હોય છે,
મુસલમાનોએ લીધી છેડતી એમજો,
નગારૂ ને ઘંટાને ફેંક્યાં વાટમાં,
કહો જુલમ એ સહે હિંદુઓ કેમજો. મુબઇના. ૯
હિંદુઓ પણ ધર્મ સારૂ સામા થયા,

બન્ને વચ્ચે ચાલ્યું બહુ તોફાનજો,
પથરા નળીયાં સોટા ઊછળે અતીઘણા,
રહ્યું નહીં કોઈ કોઇને પછી તો ભાનજો. મુંબઈના. ૧૦
લક્ષ્મીદાસ રસ્તામાંથી મુસ્કેલીએ,
પોલીસ મદદે બચ્યા પ્રભુનો પાડજો,
પુત્ર તેમનો હરી કૃપાથી ઉગર્યો,
મુસલામીએ કરી ઘણી રંજાડજો. મુંબઈના. ૧૧

---

## ગરબી ત્રીજી.

( ગીરધારીની રાહ. )

મુસલમાનેરે, કામાટીપરામાં જઇને
મારૂતીને મુંડું કાહીને. ટેક.
દેરૂં ભાગ્યું રે, ઘંટને ફેંકી દીધા,
અન્ય સાહીત્ય ચુરણ કીધાં.
પુજા કરતીરે, સ્ત્રીના કર ગ્રહી લીધા,
લાકડીના સપાટા દીધા.

### ચાલ.

મારમારી મારગમાં નાખીરે, નહીં કસર બગાડમાં રાખીરે
ચડે ચીતળી રે, અસુરના કૃત્ય લહીને. મારૂતીને.—૧
પેહેલાં હુલ્લડરે, થયલું અરાઢ પચાસે; તે પછિ ચુમ્મોતેર ખાસે.
તેના કરતાંરે, દસ દરજ્જે વધુ ત્રાસે, આ હુલ્લડથી થયો નાશે.

**ચાલ.**

પોલીસના જાણુમાં આવ્યું, જશે નહીં હુલ્લડ આ દબાવ્યું,
બસ્કરનીરે, મદદ માગી ગભરઈને મારૂતીને.—૨
અંગરેજોરે, વસે છે તેજ જગ્યાએ, નથી હુલ્લડનું રૂપ કયાંએ.
બાકી સઘળા રે, ઠામે તોફાન જણાએ, સીવરીને કાલાબામાંએ.

**ચાલ.**

માહુંગા દાદરને મેહેમ, ભુલેશ્વરને નળ પર તેમ
ભીંડી બજારરે, હુલ્લડે રહ્યો છે ઘુંદઇને.—મારૂતીને. ૩
હિંદુનારે, દેવ દેરાને તોડયાં
વટેમારગુના શીર ફોડયાં.—
મારવાડી રે, વ્યાજ રૂપૈયે એ દોડયાં,
લેતા તેમને લુટી સિર જોડા—
માર્યા મુસલમાને દાંત પીસીરે, હિંદુ જમવા ન જઈ શકે વીસીરે,
માળ ઉપરરે, રહ્યો મારવાડી ભરઈને.—મારૂતીને ૪
સોથી બમણુારે, ચલ્લી ચોર અસૂરે, કર્યું દેરૂ હિંદુનું ચૂરે
તેને શીક્ષારે, કરવા હિંદુ આતૂરે, થયા દ્વેષ થકી ભરપૂરે

**ચાલ**

ચાલ્યું રમખાણુ જબરૂ જ્યાંએ, આવ્યો કોનસ્ટેબલ ગુડ ત્યાંએ,
તેણે હાંકીરે, મુકયા ગોળીઓ દઇને—મારૂતીને. ૫
વળી દાદરરે પાસે તોફાન કંઇ ચાલે,
સાંભળીને એવો હાલે.
મેહેમ દરબારે બગાડવાનો ખ્યાલે,

કર્યો હીંદુએ ખુબ તાલે.

**ચાલ**

પોલીસ લશકરી ટુકડી જોડે, ત્યાં જઇને ભાંગી મોડે
હામ હામેરે, લશકરે દોડી જઇને—મારૂતીને-૬
હિંદુ મંદિરરે, ગિરગામ અંદર ધારી, કરી મુસલમાને તૈયારી.
નામ તેનુંરે, પ્રાર્થનાસમાજ સુખકારી, મુસલમાનોએ ભાંગી બારી

**ચાલ.**

પથર ફેંકે મંદિરપર હેશે, જાણે નામ નીશાન નવ રેશે
ફોજે કાડયારે, ઇસલામીને ધમકી દઇને—મારૂતીને. ૭
મુસલમાનોરે, મુરદાંને દફનાવા, જતાં લસ્કર જોડે નવ ફાવ્યા.
તેના ઉપરરે, હિંદુએ પથરા લગાવ્યા, તેથી ક્રોધમાં ખુબજ આવ્યા.

**ચાલ.**

સરકારી અમલદાર સાથે, કરે મુસલમાનો એવી વાતે
વેર લઇશુરે, આનું જરૂર જીવ લઇને—મારૂતીને. ૮

---

## ગરબી ચોથી.

( તમે ગોકુળના છો નંદલાલા—એ રાહ. )

બજાર ચીંદીને નળ પર ઇસ્લામી,
લુટે મારે હિંદુને નહીંરે ખામી. બજાર૦
બૈયા લોકની મીઠાઇની દુકાને,
લુટી ખાઈ ગયા મુસલમાને. બજાર૦

બરફી પેંડા હલવાને જલેબી,
ભજીયા પૂરી સીરાની ભાંગી રકેબી. બજાર૦
ભાંગી તોડી રસ્તા પર રઝલાવી,
માર્યા હિંદુને ત્યાં બહુ અકળાવી. બજાર૦
પોલીસ સાથે લશકરી આવ્યા દોડી,
હુલ્લડખોરો ઉપર બંદુક છોડી. બજાર૦
જેમ તેમ કરી ત્યાં થકી કાડ્યા હાંકી,
સમજાવે ન માને તો મારે થાકી. બજાર૦
જકરીયાની મસીદ કને થઈ જાતો,
હિંદુ એકને ઠાર કર્યો મારી લાતો. બજાર૦
ઓંડરોડ ઉપર મુસલમાન આવ્યો,
તેને હિંદુએ બેહેશતમાં મોકલાવ્યો. બજાર૦
જેલ આગળ એવીજ મારામારી,
ગયો એક તો આ દુનિયાથી પરવારી. બજાર૦
કવીટગલી ભીરાતી મોહોલ્લાને ભુલેશ્વર,
નાગપાડા જેવી જગાની વસ્તી ઉપર. બજાર૦
અરસપરસની દુકાન લુટતા જાએ,
ઘણા ખરાને કેદ કરી લીધા ત્યાંએ. બજાર૦
પુના પોલીસના મેકફરસન મેજર,
તેમણે પેરાવ્યાં સાત જણને ઝાંઝર. બજાર૦
પંદરસોની કીમતના ઘરેણા કેરી,
પેટી લઇ જતાં હાથ કડી લીધી પેરી. બજાર૦

પાયચોની સ્ટેશન પોલીસ કેરૂં,
ચારે તરફથી બાતમી લાવે હેરૂ. બન્નર૦
સીવીલ તેમ મીલીટરી અમલદારો,
રાત્ર દીવસ ત્યાં ચાકરી ઉપર ધારો. બન્નર૦
જનરલ બજન લસ્કરનો ઉપરી છે,
કર્ણી વીનસેંટ ને કુપરની જબરી છે. બન્નર૦
બ્લુજેકેટ સોલજરોને સારૂ,
એક બાજુએ ખાનાનુ ચંડ તગારૂં. બન્નર૦
દેશી પોલીસને જમવાની ગોઠવણી,
હિંદુ માહજન તરફથી બહુ સારી બણી. બન્નર૦
લશ્કર રેવાને માડવાઓ બંધાયે,
ટ્રેમ કંપની પોલીસને બેસાડી જાએ. બન્નર૦
જ્યારે જ્યાં જવું હોય ત્યાં ત્યારે,
તેની ફી કંઇ નથી લેતા ક્યારે– બન્નર૦
વેપારીઓની ઓફીસ નથી ખુલી,
સુકર ને શનીવારે હુલ્લડમાં ફુલી. બન્નર૦
મ્યુનીસીપાલ ઓફીસને બેંકો સઉ,
ઉજડ જેવી જણાતી સારી લાગે ન બઉ. બન્નર૦
સોલીસીટરને સ્કુલ માસ્તર બેઠા,
રહ્યા માલપર સંતાઇ ન ઉતર્યા હેઠા. બન્નર૦
શેર બજારને બંદર કામ કાજે,
રહ્યું બંધ એવું હુલ્લડે ચલવ્યું રાજે. બન્નર૦

મોટી મુંબઇની જાહોજલાલી સઘળી,
એકદમ કોણ જાણે ક્યાં ગઇ છે પળી. બજાર૦
રળ્યા દાણા દુણીને શાક ભાજી વિના,
કેમ કહે ગીરધરલાલ આ હુલ્લડની બિના. બ૦

---

## ગરબી પાંચમી.

( મારા કોપ થયો તે ફળી કાળમાં જો—એ રાગ. )

ઇંગ્રેજ સરકારને બેશક શાબાશ છે જો,
કર્યો સેજમાંજ હુલ્લડનો નાશ છે જો. ઇંગ્રેજ૦
કોન્સ્ટેબલો ઇન્સ્પેકટરો બહાદુર જો,
સુપ્રીન્ટેડટોએ મળી ફિતુર કર્યું ચૂર જો. ઇંગ્રેજ૦
લેફ્ટેનંટ અને કેપટન કરનલે જો,
કેવી ખબરદારી રાખી તોફાની સ્થળે જો. ઇંગ્રેજ૦
મેજર જનરલને પેદલ તેમ સ્વારનું જો,
વાલંટીઅરને આરટિલરીએ મારનું જો. ઇંગ્રેજ૦
જોર દેખાડીને બંડખોરો ઝાલિયા જો,
કોઇ વખત ગોળી વાગે સ્વર્ગ ચાલિયા જો. ઇંગ્રેજ
દિવસ તેમ રાત વખત ફરતું સ્હેરમાં જો,
લશ્કર લાલ ભુરા ડગલાવાળું લ્હેરમાં જો. ઇંગ્રેજ૦
જ્યાં જમાવ જુએ બંડ તા કે દાવથી જો,
કરે શાંતી તરત શુરાતન સ્વભાવથી જો. ઇંગ્રેજ૦

કરનલ મેજરોનું કેવું થયું આપમાં જો,
વિના ઈંગ્રેજો ઈંડીયા બળંત સંતાપમાં જો. ઈંગ્રેજ

## ગરબી છઠી.

( સારૂં સારૂં રે સુરત શેહેર મુંબઇ અલબેલી--એ રાગ )

ત્રિજા પ્રેસીડેંસી મેજીસ્ટ્રેટ, મી૦ દસ્તુરનો
જોઈ મુસલમાન ગાડીવાન, ઉભરો રીતૂરનો.
હિંદુઓએ ગાડીવાનને, માંડ્યો મારવા જ્યારરે,
મેજીસ્ટ્રેટ સાહેબ જે બહાદુર કુદી પડ્યા ઝટ બહાર—ઉભ૦-૧
મુસલમાન મઇઅતને સલામત, પોંચાડવાને સંગરે;
જતા હતા મેજીસ્ટ્રેટ પોતે, તેમાં એવો રંગ.—ઉભ૦-૨
ઓળખી લીધા હિંદુઓએ, દસ્તુર સાહેબ આપરે;
માન આપીને નામ ન લીધું, ભુલે ખાધી થાપ.—ઉભ૦-૩
હાઇ કોર્ટના જડજ પાંચમાં, મી૦ હકીમ નામરે;
તારદેવ પર બંગલે તેમને, ગયા હિંદુઓ સુદામ.—ઉભ૦-૪
ગરબડ કરતાં બંગલા આગળ, જોઈ હકીમે અવાજરે;
રીવોલ્વરનો બારી પરથી, કીધો તે સુણતાંજ.—ઉભ૦-૫
ત્યાંથી પણ મુગે મોડે સઉ, હિંદુઓ ગયા ચાલી રે;
એ રીતે કૈંએ પણ સમજુ, હિંદુએ મોકાણ વાળી.—ઉભ૦-૬
બસો પઠાણનું ટોળું આવ્યું, જકરીયા મોલ્લામાંયરે;
મીલીટરીના કલર સરજંટે, કહ્યું કે વિખરી જાય.—ઉભ૦-૭

પઠાણે હિંદુઓને છોડી, લીધાં લશ્કરી સ્વારરે;
ત્યારે તેમણે ગોળી મારથી, માર્યા આગેવાન હાર.—ઉભ૦-૮
જખમી થયા ત્યારેજ પઠાણો, દબી ગયા તતકાળરે;
સમજે નહીં કહેવાથી મૂરખ, કે કવી ગીરધરલાલ.—ઉભ૦-૯

---

## ગરબી સાતમી.

( નંદકુંવરને નોતર્યા અલબેલારે—એ રાહ. )

આ હુલ્લડનો પોકારશો, તમે સુણજોરે
પકડાયા છે જન બારસો, તમે સુણજોરે,
સુધારવાના ધામમાં, તમે સુણજોરે
સાતસોવીસ આરામમાં તમે સુણજોરે
ચારસોએંસી જેલમાં, તમે સુણજોરે
છે લશ્કર તેની ટેલમાં, તમે સુણજોરે
આ હુલ્લડમાં માર્યા ગયા, તમે સુણજોરે
તે કુલે પાંત્રીશ થયા, તમે સુણજોરે
એટલા ઉપર જુરી ભરી, તમે સુણજોરે
બે જાતની છે બરાબરી, તમે સુણજોરે
શનીવારની સાંજરે, તમે સુણજોરે
ઇસ્પીતાલ જમશેદજી અંદરે, તમે સુણજોરે
દશ મૈયત પર કારોનરે, તમે સુણજોરે
જુરી ભરી પણ આખરે, તમે સુણજોરે

ચોવીશમી ઉપર રાખી છે, તમે સુણજોરે
મુલતવી હકીકત ઝાંખિ છે, તમે સુણજોરે
તે પછી મુરદા પચીસની, તમે સુણજોરે
જુરી બરાઈ તે દીસની, તમે સુણજોરે
દાકતરના વીચારમાં, તમે સુણજોરે
ત્રણ મુવા ગોળી બારમાં તમે સુણજોરે
બાવીસ સોટાના મારથી, તમે સુણજોરે
લડતાં સામસામા ખારથી, તમે શુણજોરે
હુલ્લડમાં મુઆ સૌ મળી, તમે સુણજોરે
સંખ્યા થઇ ચાલીશની ભલી, તમે સુણજોરે
ઘાયલ એકસોને સાઠને, તમે સુણજોરે
નાખ્યા દવાખાને અને, તમે સુણજોરે
મલમ પટા કીધા ઘણા, તમે સુણજોરે
ગયા જીવ ત્યાં સતર તણા, તમે સુણજોરે
ધી ટાઇમ્સ ઓફ ઇન્ડીયા વિષે, તમે સુણજોરે
છપાઈ હકીકત આ દિસે, તમે સુણજોરે

---

## ગરબી આઠમી.

( મળજો મળજો મળજોરે મારા શામ કાલે મળજો—એ રાગ. )

ત્રાસ છે ત્રાસ છે ત્રાસ છે રે મુંબઇમાં ભારે ત્રાસ છે,
સરકારનો બહુ વિસવાસ છે રે. મુંબઇમાં૦—ટેક.

મુસલમાનના પાડોસમાંથી,
નીકળ્યા હિંદુઓના વાસ છેરે. મુંબઈ૦
ભયવાળાં ઘર છોડીને જતાં પણ,
સાથે ચોકીદાર ખાસ છે રે. મુંબઈ૦
સરકારે પછી સીપાઈ મોકલવા,
ના કહી સ્થીર નીવાસ છેરે. મુંબઈ૦
બીકના માર્યા બારી બારણાં,
બંધ રાખેને ઉદાસ છેરે. મુંબઈ૦
રસ્તાઓ ઉપર કચરો પડેલો,
વળાઓ ન તેની કુવાસ છેરે. મુંબઈ૦
હલાલખોરને ઝાડુવાળાઓ,
નકામાં એકાંથી નાશ છેરે. મુંબઈ૦
માર પડયાની ધાસ્તી તેવી,
કેદ પકડાવાની કાસ છેરે. મુંબઈ૦
ગટરો વગેરેની દુરગંધીથી,
હવા બગડી કયાં હુલાસછેરે. મુંબઈ૦
અંગરેજને પારસી લોકોને,
ખોરાકનું સત્યાનાશ છે રે. મુંબઈ૦
દરિયાની પેદાશની ભાજી,
તે પર રહે ધરીઆસ છેરે. મુંબઈ૦
બીજી બધી તંગીની સાથે,
હજામની અછતની કડવાસ છેરે. મુંબઈ૦

અડચણ ખાનપાન કરવા કેરી,
વેઠી સૌ નાઠા આસપાસ છેરે. મુંબઈ૦

---

## દોહોરા.

અરાડસો ત્રાણૂ તણો અગષ્ટ માસ પ્રમાણ,
સુકરવાર અગિઆરમી, મુંબઈ હુલ્લડ જાણ. ૧.
દિવસ દિવાસાનો લહો, સમય ખરો મધ્યાન;
દીન જગાવીને કર્યું, મુસલમાને ઘમસાણ. ૨.
ઝનુનનૂ ફળ ચાખિયૂં, સમજ્યા મુસલમાન;
હિંદુએ પણ આ વખત, ઠીક પકડાવ્યા કાન. ૩.
વળે એટલેથી કદી, મુસલમાનને સાન;
તો ગિરધર રેશે સુખે, એમ બને અનુમાન. ૪.
ખબર પત્ર વાંચી રચ્યા, ગરબા છંદ રશાલ;
નરનારી ગાશે પ્રિતે, કે કવી ગિરધરલાલ. ૫.



## ખંભાત અને પેટલાદની સ્હેલવા.

### પદ. રાગ શામકલ્યાણ.

હે વરદ વિભુ પરમપ્રિય પ્રભૂ;
તારિ દયા દ્રષ્ટિ થકી અહીં સદા નિભું; હે૦
ધર્મ કર્મ નીતિ ગુણ એમાંનું કંઇ,

જાણુતો નથી રહ્યું હું નામ તુજ સઈ હે૦
ધામ ગામ વિષમ ઠામ સાંઝને સવાર,
ક્લેશ સમય કૃષ્ન કૃષ્ન કહું હું કરજે સાર હે૦
શરિર નિત્ય સ્વસ્થ રાખિ ભક્તિ જ્ઞાન આપ,
અચળ અવધી સુધી ઇશ તૃષ્ના પાસ કાપ. હે૦
રંક હું નિશંકનાથ પ્રતિત તારિએ,
ચરણ શરણ ગિધરને ના વિસારિએ. હે૦

---

## નજમુદ્દઉલા મુમતાજુલમુલ્ક મોમિન ખાનબાહાદુર દિલાવરજંગ મિરજાં જાફરઅલીખાનસાહેબ ખંભાતના નવાબના દરબારની કવિતા.

### ઠુમરી.

ક્યસરે હિંદ મહારાણી વિક્ટોરિઆ સાલગિરે દરબાર તણી—ટેક
ઉત્સાહ સહિત તારિફ કરવા ચિત વૃત્તિ આતુર થઇ છે ઘણી.
પ્રાચિન પુર અંદર સુંદર આ મુગલાઈ બાદશાહત માંહી,
ચોવીસમી મેની બુધવારે હતિ એજ મમસ્થિતિ જાહિ—ક્યસરે૦
પેહેલી પ્રતીના પ્રતિષ્ટિત મારા મિત્રે પ્રાત સમે સારી,
સુચના અમને આપીકે કપડાં પેરી કરો તૈયારી—ક્યસરે૦
ઘોડાગાડિમાં સ્વાર થઇ અમે આવ્યા દિવાને આમ જહાં,
જેની સનમુખ સુંદર વાડી હોજ ફુંવારા ઉડતા અહા—ક્યસરે૦
દક્ષિણ બાજુથી જતાં જણાઇ હાર ઘોડે સ્વાર રોપ ભરી,
જેઓએ લશ્કરી રીતસર તરવાર હસ્તે નગ્ન ધરી—ક્યસરે૦

વિશાળ દિવાનખાનાની રચના મન પ્રશન બને એવિ સારી.
મધ્યે તખ્ત સોનેરી હતુ બાજુઓ ઉપર ખુરસી ન્યારી—ક્યસરે૦
બિછાયત ગાલિચા લિલાની વળી છતે ઝાડ હાંડી ઝુલે,
તખ્ત ઉપર મહારાણીએ આપેલ નિશાન બળક હેતું અમુલે—ક્યસરે૦
ઈંગ્લિશ તેમજ મોગલ શાહને બાનુઓની છબી રાજે,
અમિર અધીકારીને અહરથે સમય ઉપર આવ્યા આજે—ક્યસરે૦

---

## ગરબી.

( ગીરધારીના રાગે. )

પ્રિય મારારે, વાત વિદેશ ઉચ્ચારૂં, સુણી ચિતડું હરખશે તારૂં—ટેક.

ઓકાએકજરે, જવું સ્તંભપુર ધારી;
લીધી ટીકીટ પેટલાદની સારી.
ત્રણ તાસેરે, બળદ ગાડી વિચારી;
પીડા તાપને દીધી વિસારી.

**ઝુલ.**

જતા વેગે બળદો અતીશે,
ઝાડ પાન લહેરે મન હીસે.
શેહેર આવ્યું રે, થતાં સહજ અંધારૂં
સુણી ચિતડું હરખશે તારૂં.—૧
રાવ સાહેબરે, અહરથ ઘણા ગુણવાળા;
થયા તેમને ઘેર શુખાળા.
દિન દ્વાદશરે, રહીને રંગ નિહાળ્યા,
દેવ દરશન જન રૂપાળા.

ઝુલ.

કીધા દિદાર નવાબ દરબારે,
ખાં સાહેબ ફકરૂદીન પ્યારે,
મુલાકાતેરે, માન મળ્યું બહુ સારૂં
સુણી ચિતડું હરખશે તારૂં.—
નવી શાળારે, વિદ્યા ઔષધ કેરી,
છે સરસ દિવાન કચેરી-
નારેશરરે, ઉપર વાડી ભલેરી,
આંબા ઉપર ઝુલી રહી કેરી-

ઝુલ.

મન પ્રસન મ્હેલ મઝેના, ઉડે જ્યારૂત જ્યાં દિન રેના
નરનારીરે, દરશન જોવું અતી પ્યારૂં,
સુણી ચિતડું હરખશે તારૂં.—૩
લઘુ બંધુરે, રાવસાહેબના રૂડા;
તેની જોડે બ્હાર રંગ ઉડયા.
નિશે નીકળ્યારે, નીદ્રા નદીમાં બુડયા,
થઇ સવાર બોલ્યા સૂડા-

ઝુલ.

આવ્યા પેટલાદ મધ્યે જ્યારે
મળ્યા પોપટ શાહને પ્યારે
સમી સાંઝેરે, શિવ દરશન કર્યું સારૂં
સુણી ચિતડું હરખશે તારૂં.—૪

## છંદ.

સ્થળ રમણ્યતાની છટા વિદિત કયમ કરવી,
મનમોહન સુંદર ઘણી પ્યારી મન ધરવી. ટેક.
પુર બ્હાર સમિપ પરમાણિયું છે સર સુંદર,
ચોગમથી બાંધેલું ઉપયોગી એકંદર-
તે પછિ માર્ગ છે આંબલિઓની અંદર.
જે ઉપર કૂદતા અને ખેલતા બંદર.
ઋતુ ગ્રીષ્મ સમય સંધ્યાનો બને ત્યાં મનહર
રસિયા જન દરશાન સારૂ કરે સઉ હરફર-
જળ ભરિત રામ કુંડ ચુનાંબંધ આરાપર,
સ્ત્રી પુરૂષ ન્હાયને ધુએ લહીમન સાગર-
ઓટકપર રસિયા વાતો કરે કંઇ ગરવી
મનમોહન સુંદર ઘણી પ્યારી મન ધરવી—૧
શિખરબંધ દેવાળય શોભા સારી,
જ્યાં રામનાથ માહાદેવ વિશ્વહિતકારી-
એકાંત અનુપમ જ્ઞાન ભક્તિ ભયહારી,
કરવાની આવી સરસ જગા બલિહારી;
દિન બીજે કાળકા માતાજી જયકારી;
કરી પ્રીતે દરશન સ્તુતી નમ્ર ઉચારી,
એ પણ અતિ ઉતમ જગા જણાઇ ન્યારી,
પુરમાય વિશાળ નિશાળ કચેરી સારી.
નવી નોકદાર તરેવાર હવેલી પ્યારી,

મણિભાઇ દિવાન બહાદુરની જાઇએ વારી.
પુરની ઉજળામણુ ગેલી પ્રતીની નરવી,
મનમોહન સુંદર ધણી પ્યારી મન ધરવી—૨



## રૂક્ષ્મણી હર્ણ.

### બરાનપુરી રાગનો ગરબો.

પ્રથમે પ્રણમું શ્રી ગોપાળ, દેવકીનંદન દીનદયાળ,
સંકટ સમે લે સભાળ, નીજ બાળતણી. ટેક.
રૂક્મીણી વીવાહનો રંગ ખ્યાલ, લઇને ગરબાની નવી ચાલ
કરૂં પદ બંધ રસાળ, સાર માત્ર વરણી.
નગર વીદર્ભ રસાળ, ભૂપ ભીષ્મક કૃપાળ,
સુતા તેની કંન્યાકાળ, પામી રૂખમણી.
રાજ દ્વાર જે વીશાળ, મુની નારદે એક કાળ,
કૃષ્ન સંગે વેવિશાળ, હતી વાત ભણી.

### સાખી.

તે દાડાનું અંતરે, હતું કૃષ્નનું ધ્યાન;
કંન્યાને તોપણ નહીં, રાખ્યું ભાઇએ માન.
એવા ગોવાળાને કેમ, વરે હું સરખાની બેન,
ખાતો માખણ ચોરા જેમ, મતી ચોરતણી. પ્રથમે.—૧
રૂક્મૈયે તીરસ્કાર, કર્યો કૃષ્નનો તેવાર,

કહ્યું ગાયોનો ચારનાર, નહીં એન વરે-
રાજ કુળમાં અધીકાર, એવા દમઘોષ કુમાર,
શીશુપાળ છે નિરધાર, જેથી અંતર ઠરે.
લખી કંકોતરી સાર, કર્યો મંડપ તૈયાર;
જાન ઉતારાનો ઠાર, અન્ન જળ ત્યાં ભરે,
જેષ્ટ પુત્રે એ પ્રકાર, ફેરવ્યો પીતાનો વીચાર;
લહ્યું કંન્યાએ જે વાર, નયને નીર ઝરે-

**સાખી.**

પુરૂષોતમ પ્રભૂ પર હરી, તેડયો કૃતાંત કાળ;
દુશ્મન નીવડયો ભાઇ તો, પ્રભુજી લ્યો સંભાળ-
લખ્યો રૂકમીણીએ પત્ર, ગોકુળપતી સિરછત્ર;
કાલે પધારજો અત્ર, નિજ દાસી ગણી- પ્રથમે.—૨
જન્મ જન્મની છું નારી, હું તો કૃષ્ણજી તમારી;
જો જો મુકતા વીસારી, કહું શીર નામી.
ભક્ષ સિંહનું વિચારી, કાળ શીયાળે છે મારી, ગર્વ દુષ્ટનો ઉતારી,
લેજો ગરૂડગામી, સંકેત વીનતી છે મારી,
અંબા મંદિરે પધારી, ગ્રેજો હસ્ત શ્રી મુરારી, રેહેશે નહીં ખામી
કદી નહીં મળશો ગિરધારી, તજીશ દેહ નિશ્ચય મારી;
માટે સ્તુતી આ સ્વીકારી, લેજો બહુ નામી.

**સાખી.**

શુદ્ધ વિપ્ર કર આપિયો, પત્ર કરગરી બાળ;
ગુરૂજી ગોવિંદ હસ્તમાં, દેજો જઇ તતકાળ.

કન્યા ચિંતાનો કર ત્યાગ, મેળવી દઉં પ્રભુ મહા ભાગ;
એવો કંચનપર અનુંરાગ, લીધી મ્હોર ગણી. પ્રથમ.—૩
હરી ભટ જેનું નામ, મનમાં કે છે થયું કામ,
ધન જઈને મુકું ધામ, પછી જવાશે સઉ.–
ઘડપણ આવ્યું છે તમામ, નથી ચાલ્યા કેરી હામ,
શું જોઇને સોંપ્યું કામ, ભાન કન્યાનું ગયું.
છેટે દ્વારીકાં છે ગામ, કયારે પોંચાશે શ્રીરામ;
વૃક્ષ નીચે જઈ આરામ, કીધો કામ રહ્યું.
અંતરયામી ઘનશામ, લહ્યું ભટે મુકી મામ,
મારે કરવું પ્રીયા કામ, જોઇએજ ગયું.

## સાખી.

પ્રબળ શકતી પરમેશની, વિપ્ર ઉઠાવી લીધ;
મુક્યો દ્વારિકાં ગોંદરે, ભક્ત સ્હાય ઝટ કીધ.
લોચન ઉઘાડી તે ઠામ, જોયું ભટે કંચન ગામ,
પુછયું ગામનું ત્યાં નામ, દ્વારામતી સુણી. પ્રથમે.—૪
અચરત સરખી એ તો વાત, બ્રામણ કે છે મન સંગાથ;
આવ્યો પુરીમાં સાક્ષાત, ઘણી ઉતાવળે–
દોડ ગાઉમાં તો ગાત્ર, મારાં થાકયાં દીનાનાથ,
ઉંઘ્યો હતો ઘસઘસાટ, છાંયાં ઝાડ તળે–
દુર્બળ દેહે વાળ્યો દાટ, કાપી કેટલી મેં વાટ;
હસ્તી અશ્વ કોણ માત્ર, માન મુકી પળે.
નિશ્ચ્ય ચાલ્યો ત્વરા સાથ, તેથી થાકયા પગ ને હાથ,

કીધા વિના તપાસ, સુતો આજ સ્થળે-

**સાખી.**

આંખ ગળે તેથી નહી, સુજ્યું મુજને સ્હેર;
આવી પોંચ્યો અવસરે, કન્યા કરશે લ્હેર.
ઉઠી ચાલ્યો પુરી માંય, ધામ પ્રભુના છે જ્યાંય;
આવી ઉભો રહ્યો ત્યાંય, જોતો શોભા ઘણી. પ્રથમે.-૫
દ્વારપાળે પુછ્યું જ્યારે, હરી ભટ બોલ્યા ત્યારે;
પત્ર કૃષ્ણજીને મારે, દેવો ત્વરાએ.
પત્ર લઇને પ્રતીહારે, આપ્યો પ્રભુજીને પ્યારે;
લહી અક્ષર મુરારે, દાબ્યો ઉરમાંએ-
વિપ્ર તેડાવીને ત્યારે, પુછ્યા કુશળ સમાચારે;
વાંચી પત્ર વિશ્વાધારે, આપી આજ્ઞા એ-
રથ કરો ઝટ તૈયારે, જવું વીદર્ભ અમારે;
બળભદ્રજી તમારે, આવવું ત્યાંએ-

**સાખી.**

સૈન્ય સાથ યોદ્ધા સહુ, આવી પોંચજો સાર.
યુદ્ધ થશે નિશ્ચય બહુ, લગાડશો નહીં વાર-
હળધર ભ્રાતે હરી ભટ, રથમાં બેસાડીને ઝટ,
ખેડયો રથ વેગે કટ, અતી આતુર બણી. પ્રથમે.-૬
વિઠ્ઠલવરનો એવા પાણી, વ્યાકુળ થઇ કન્યા શ્યાણી,
કહે રૂખમણી વાણી, સખી શું રે થયું.
શું સૂતો સોડ તાણી, કેમ નાવ્યા પુરૂષ પુરાણી,

કે કે પત્રીમાં ચુક જાણી, મન ખારું થયું—
ક્ષમાં કરજો ચક્રપાણી, કદી ભુલ્યો હોય મુજ પાણી;
હોયશી વેળા મારી જાણી, કરો ઝટ આવવું—
ચતુરા ચડી ગૈ અટારી, દીસે કે કરતાં મુરારી,
એવે દીઠી રજ ભારી, જેથી નભ આવર્યું—

**સાખી.**

ચિંતા ગઇ હરખી ચિતે, લખી રથમાં રણછોડ;
પ્રાણુનાથજી પધારિયા, નમી કન્યા કર જોડ.
સખી આવ્યા સુંદર શામ, વીપ્રે કીધું ભલું કામ;
પૂરી પડશે મારી હામ, લાવ હારમણી. પ્રથમે.—૭
વાડી ભીષ્મક ભૂપ તણી, તેમાં ઉતર્યા ચક્રપાણી;
સૈન્યા યાદવની ઘણી, હરીને આવ્યા મળી—
વીદર્ભ મધ્યે વાત જાણી, સામા ગયા ભાગ્યમાની;
રાયે પૂજ્યું જોડી પાણી, પ્રસન થયા સાંભળી.
કૃષ્ણજીએ કહી વાણી, વરના મોશાળિઆં લ્યો જાણી;
કરવું મોશાળું પ્રમાણી, મ્હાને લઈ શું મળી—
સગા શીશૂપાળના જાણી, રાએ સર્વ ઉરમાં આણી,
દરશાવ્યાં અન્ન પાણી, મર્મ શકયા ન કળી.

**સાખી.**

કરી સરભરા કૃષ્ણની, ભૂપ વળ્યો પુર માંય;
જેષ્ટ પુત્ર સામો મળ્યો, વાત કેવી ત્યાં થાય.
કે જે રૂકમૈયો પીતાને, કૃષ્ણ હળધર આવ્યા સાને;

થશે ભજનમાં તોફાને, સુખ રાખવી ઘણી. પ્રથમે.—૮
રાજા બોલ્યા આવી જાન, દેવા મોશાળાનું માન;
પ્રેમે આપ્યાં અન્નપાન, યાદવ સેનાને—
સુણતાં વ્યાકુળ થયા પ્રાણ, કુંવર કે છે વાળ્યો ઘાણ,
કૃષ્ન લેશે વરના પ્રાણ, તમને નથી ભાને—
વૃદ્ધપણે ખોઈ સાન, કરતા ફેરો નુકસાન,
મરતા હો તો રહેમાન, સુણો છો કાને—
પ્રજા પુરની ગઈ દરશને, નીરખી કૃષ્ન થઈ પરસને,
કન્યા જોગ એ વર ધને, કેતી વળી સ્થાને—

**સાખી.**

પ્રભુના સ્વરૂપ ગુણની, પ્રજા પ્રશંસા ગાય;
ઇશ્વર પાસે માગતી, શિશુપાળ પાછો જાય.
વરજો રૂકમણી કૃષ્નને, દીપે જોડું રૂપ લાવણ્યે;
બાળ યોવન એવું બણે, પ્રજા હરખી ઘણી. પ્રથમે.—૯
અશ્વે શીશુપાળ ચડયો, મુગટ માથેથી ખસી પડયો;
વ્હેમ મનમાં ત્યાંથી પડયો, કૈંક વીઘ્ન થશે.
કે છે જરાસંઘ ફાંકડો, પૃથ્વી આખીને હું નડયો;
રાય શુકનનો શો ધડો, સારાં વાનાં થશે—
જાનઓશ પુર ગડગડયો, સામો રૂકમૈયો દડબડયો;
વર પાસે જઈ બડબડયો, ગોખ આવ્યા મીજે—
ચીચરવટો ઊરમાં પડયો, વર કે છે જોગ નડયો;
આપણ પેલાં આવી અડયો, કંસ રીપુ રશે—

## સાખી.

શીશુપાળની જાનને, ન મળે અન્ન લગાર;
ભુખ્યાં બાળક ટલવળે, વ્યાકુળ નર ને નાર.
રૂક્મૈયો ઉતાવળ કરે, વેલી વેલી બેન વરે;
પછી ભય કાંઈ ન રે, ગયો કંન્યા ભણી. પ્રથમે.-૧૦
એની મંગળ ભૂષણ ધરો, મારી આજ્ઞાને અનૂસરો;
વ્યર્થ મંદિરમાં નહિ ફરો, લગ્ન વેળા થઈ.
વેગે શીશુપાળને વરો, ભૂપતી છે હર્ષ ભર્યા,
અતીકાળ સાને કરો, ઘટે કેવું નહીં-
ત્યારે એની બોલી ખરો, તુજ સરખો હેતુ વારો,
જેવો પ્રકાશતો હીરો, મૂલ જેવું નહીં-
રાજી સણગાર સારો, અંબા પૂજનનો મારો
કરૂં નીમ વીરા પુરો, વેલી આવું જઈ.

## સાખી.

રૂક્મૈયો કહે આ સમે, ઘટે ન જાવું બ્હાર;
આવ્યા છે યાદવ બહુ, લુચ્ચાના સરદાર.
ઉન્મત કૃષ્ન ને બળરામ, વીઘ્ન કેરાં કરે કામ;
ચાકે કચ્ચડાવ્યું છે ગામ, રાખો બીક ઘણી. પ્રથમે.-૧૧
કન્યા કહે વીરા વાત, સુણો કહું તે સાક્ષાત;
મને અરકાડે હાથ, એવો કોણ હશે-
બળ તમારાની ખ્યાત, જતાં થશે મોટી વાત,
એવી શરમની વાત, કહો કારણ કરી-

ગર્વે ફુલ્યું બાપનું ગાત્ર, રામ કૃષ્ન કોણુ માત્ર;
કરવા અંબિકાની જાત્ર, જાની રંગરસે.
યોદ્ધા આપુ તારી સાથ, નિશંકપણે પૂજી માત,
વળજે મંદિરે સાક્ષાત, કહી અધર ડસે–

## સાખી.

સખી સમાણી સંગ લઈ, રૂકમીણી નીકળ્યાં બ્હાર;
શસ્ત્ર સજી યોદ્ધા ગયા, રક્ષણુ કરવા સાર.
કન્યા લક્ષ્મીનો અવતાર, તેની શોભા અપરં પાર;
તોએ સેજે સણગાર, વાત કહુ વરણી. પ્રથમે.--૧૨
કંચનમણી ભૂષણુ સાર, સિરકેશે તેનો બ્હાર;
ગોફણુાનો ઝણુકાર, ટીલડી બાળે–
નાકે વાળી છટાદાર, કંઠે કંચન મોતી હાર;
લોલક કરણુ મોઝાર, રૂપ હદ વાળે.
દ્રગે અંજન અણુસાર, પાને અધર રંગદાર,
તારા ટપકીનો ચળકાર, ચળકે ગાલે–
ક્ષુદ્રઘંટિકા રણુકાર, કટી અંબરથી નાર;
નીરખે ઉપજાવે પ્યાર. લટકતી ચાલે–

## સાખી.

નેપુરાદી ચરણે રચ્યાં, સુંદરતા કરનાર;
લલિત લક્ષણે શોભતી, સખી મંડળમાં સાર.
આવ્યાં અંબાને દરબાર, ઉભી રખેવાળની હાર,
પેઠી મંદિરમાં સકુમાર, પુજા સામગ્રી ઘણી. પ્રથમે.--૧૩

કુમકુમ કેશર ફુલહાર, ધૂપ દીપ નૈવેદ્ય સાર;
પુજન કરી નમસ્કાર, રહી પ્રેમે કરી.
અંબે અખિલ વિશ્વાધાર, મેળવો શ્રીકૃષ્ન ભરતાર;
માજી કરજો એ ઉપકાર, માગું ફરી ફરી.
અંબા વીનવી આવ્યાં બ્હાર, ચોગમ નજર કરે સાર;
એવે દીઠા દેવમુરાર, છબી ચિતમાં ઠરી.
ઉભાં રૂક્ષમણી જે ઠાર, રથ વસુદેવ કુમાર;
લાવ્યા તાં ન લાગી વાર, માયા એવી કરી.

## સાખી.

સખી સર્વ ઘનશામને, જોતાંમાં તતકાળ;
ચકિત મોહથી થઇ રહી, પડયા પૃથ્વી રખવાળ.
શ્રીકૃષ્ને રૂખમણી હાથ, ગ્રહીને લૈ લીધાં નિજ સાથ;
રથે બેસાડીને વાત, પુછી કુશળ તણી. પ્રથમે.—૧૪
હરીએ કીધી અશ્વને સાન, ચાલ્યો રથ તજીને સ્થાન;
તેની પાછળ યાદવ જાન, સૈન્ય સાથે પળી.
કરીને હર્ણ ગોકુળ કહાન, ચાલ્યા પછી આવ્યું ભાન;
રખેવાળે કર્યું જાણ, રૂકમૈયાને મળી.
તેણે પણ કીધું માન, વાળી લાવું બેન નિદાન;
તોજ મુકું પગ આ સ્થાન, લેજો મનમાં કળી.
ચડયો યુદ્ધે થઇ સાવધાન, સંગે શીશુપાળ રાજન;
યોદ્ધા જરાસંધ મહાન, ક્રાંતી મુખની ટળી.

## સાખી.

રૂક્મૈયે ઋષી કેશનું, કર્યું શબ્દે અપમાન,
બેન મારીને લઈ પળે; ધિક્ક પરાક્રમ જાણ.
સુણી વાણી સામા થયા, પ્રાણ દુષ્ટોના ત્યાં ગયા;
પ્રવાહ રૂધીરના બહુ વહ્યા, સેના અસુરની હણી. પ્રથમે-૧૫
શીશુપાળે માર ખાઇ, નાસી ગયો લજવાઇ,
તેને જરાસંઘ કહે કાંઇ, નહીં શરમાવું.
યુદ્ધ ધર્મ ક્ષત્રીભાઈ, મરે મારે હારે કયાહીં;
તેના શોકમાં દબાઇ, ક્ષિણ નહીં થાવું-
રૂક્મૈઓ જાએ ધાઇ, બાણ મારે કરી ચપલાઇ,
અંતે ગયો તે સપડાઈ, લહ્યું મરી જાવું.
કૃષ્ન કાપે મસ્તક સાહી, કહ્યું રૂખમણીએ ત્યાંહીં;
સ્વામી એતો મારો ભાઈ, ઘટે નહીં આવું.

## સાખી.

શ્રીકૃષ્ને તવ છેદિયાં, અરધાં દાઢી મૂછ;
રથ પાછળ બાંધિ લીધો, જાણી કુબુધી તુચ્છ.
એવે આવ્યા હળધર ભ્રાત, જોઈ રૂકમૈયાની જાત,
કહ્યું કૃષ્નને સાક્ષાત, કરી દુરદશા ઘણી. પ્રથમે.-૧૬
એ તો શાલક તમારો, વળી વેવઈ અમારો;
ક્ષમા કરી દોષ ભારો, જાવા દ્યો એને.
લહી ભાઇનો અણુસારો, છોડયો રૂક્મૈયો નઠારો;
પગે પડાવીને કાઢયો, હરખ્યા રૂક્ષ્મણી તેને-

મૂળ માધવ ગામે સારો, સાથ જાદાવ પધાર્યો
લગ્ન દિવસ નિરધાર્યો, આનંદ મ્હેને.
વહુ વરના મળીને ચારો, માત તાત આવ્યાં ધારો;
સમારંભ થયો સારો, ન કેવાય વેણે.
રીત ભાતને આચારો, ભોજન ભારી સણગારો;
ગાન તાન વાદ્ય હજારો, રંગ દીન રેને.

**સાખી.**

પરણી ઉઠયાં પ્રેમથી, કૃષ્ન રૂક્ષમણી જોડ;
આનંદયા નરનારી સહુ, પોંચ્યા મનના કોડ.
ગરબો વાંચે સુણે ગાય, કિલ્વિષ તેના કોટી જાએ;
સદા શ્રીકૃષ્નરે સ્હાય, ગિરધરલાલ ભણી. પ્રથમે.—૧૭



સમાપ્ત.